અપુર્વ સુખ શાંત સંતોષ
અને આનંદ આપનાર.

# આનંદનો બજાર
અને
# સુખનો ભંડાર.

ભાગ ૩જો.

બોધદાયક સુંદર ગઝલોથી ભરપુર છે.

પ્રસિદ્ધ કર્તા:—

આનંદ.

કિંમત ૦-૧-૦

નફો ધાર્મિક જ્ઞાનના પ્રચારાર્થેજ વપરાય છે.

# આનંદની બહાર

અને

# સુખનો ભંડાર

માળા ૩ જી

મણકા ૫૧ થી ૮૨

આવૃત્તિ પહેલી પ્રત ૧૫૦૦

અનેક ધાર્મિક પુસ્તકોમાંથી સંગ્રહ કરી પ્રસિદ્ધ કરનાર

કસ્તુરચંદ સુરચંદ મારફતીઆ

(આનંદ)

ઠે. સાબરકાંઠા બોર્ડીંગ હાઉસ મમ્માદેવી પોસ્ટ પાછળ મુંબઈ

છાપનારનું ઠેકાણું

સુરત લીમડાચોક ગરવાર્ગીમાં આવેલા શ્રી 'હરિ-હર' પ્રી. પ્રેસમાં

દુર્ગાલાલ મગનલાલે છાપી

# મણકાની અનુક્રમણિકા





---

# શાન્તિ ભુવન.

## કાંઈ તો શુભ કરી લે !

કરી લે, કરી લે, મૃત્યુવશ માનવી ! કાંઇ તો શુભ કરી લે ! કાંઇ તો પરોપકાર કરી લે ! કાંઇ તો ભલું કરી લે, પ્રભુએ લક્ષ્મી દીધી હોય તો ગરીબોને દાન દે ! તેમનું પોષણ કર ! સત્તા આપી હોય તો ગરીબોનું રક્ષણ કરવામાં, દુઃખીઓના દુઃખ નિવારવામાં તેનો ઉપયોગ કરતાં શીખી લે !

આજનો સાજો તાજો મનુષ્ય કાલે હતો ન હતો થઇ જાય છે. માટે જે કાંઈ કરવું હોય તે આજેજ કરી લે ! અત્યારેજ કરી લે !

આનંદ.

# શાન્તિ ભુવન.

## સમયનો રંગ.

સમય જો હોય સારો તો, બધો સંસાર સારો છે,
સમય સારો ગુમાવ્યો ત્યાં, નહિ સંસાર તારો છે.

ચડે વાદળ ચડે ભરતી, ચડે જોબન વધે લક્ષ્મી,
ઘડીમાં તે પડી જાતાં, સમયનો રંગ ન્યારો છે.

સમય સારે ન સારૂં જે, કરે તે સહુ ગમારો છે,
પછીથી ખાય તે ખત્તા, સમયનો રંગ ન્યારો છે.

'વીર કુણાલ.'

# શાન્તિ ભુવન.

## તેથી શું થયું?

મોટાઇ મોટી મેળવી, મોટા ગણાયા વિશ્વમાં;
મોટું ન મન રાખ્યું કદી, મોટા થયાથી શું થયું?
રક્ષક બન્યા જે સજ્યના, સ્વામિ થયા સુખ સાજના,
રાજી ન રૈયતને કરી, રાજા થયા તો શું થયું?
સુખ સાજ બહુ ભેળાં કર્યાં, નિજ આત્મને સંતોષવા,
પર પીડ ધ્યાને ના ધરી, તાજા થયા તો શું થયું?
વ્યાકુળ બની વ્યાધિ વિષે, યાચી દયા ઈશ્વર તણી,
સમર્યા ન પાછળ શ્રી પ્રભુ, સાજા થયા તો શું થયું?
નાણું કમાયા નેહથી, વહીવટ કર્યાં બહુ વિશ્વમાં,
દમડી ન દીધી દીનને, તો જર જમાવ્યે શું થયું?
ગંગા તથા જમના જળે, ન્હાયા ફરી ફરી નેહથી,
મન મેલને ધોયો નહિ, તો સ્નાન કીધે શું થયું?

અધ્યાત્મીક ભજનપદ પુષ્પમાળા.

પા. ૨૧૯.

# શાન્તિ ભુવન.

## ખબરદાર-વિચાર કર.

ખબરદાર! ઓ માનવી! એક ન્હાની કીડી પણ જીવ ધરાવે છે, માટે તું તેને પણ કચડે ત્યારે ખૂબ વિચાર કરજે કે ત્હારાથી કોઈ વધુ બળવાન તને કચડે ત્યારે ત્હારી શી દશા થાય? જે દુઃખ તું બીજાને આપે તેજ વખતે વિચાર કર કે તેજ દુઃખ ત્હારી જાત ઉપર કોઈ બીજોજ આપે ત્યારે ત્હારી શી વલે થાય?

એક હાથીના પગ નીચે જેવો ત્હારો હાલ થાય તેમ ત્હારા પગ નીચે એક કીડીનો હાલ થાય છે એમ સમજ.

દુખીનો દિલાસો.

ભા ૪૦ પા ૨૮

# શાન્તિ ભુવન.

## ઉઘાડી રાખજો બારી.

ગઝલ.

દુઃખી કે દર્દીઓ કોઈ, ભુલેલા માર્ગવાળાને,
વિસામો આપવા ઘરની, ઉઘાડી રાખજો બારી.
ગરીબની દાદ સાંભળવા, અવરના દુઃખને દળવા;
તમારા કર્ણ નેત્રોની, ઉઘાડી રાખજો બારી.
પ્રણયનો વાયરો વાવા, કુછંદી દુષ્ટ વા જાવા;
તમારા શુદ્ધ-હૃદયનોની, ઉઘાડી રાખજો બારી.
અતિ ઉજાસ કરનારા, તીમીરનો નાશ કરનારા;
કિરણને આવવા સારૂ, ઉઘાડી રાખજો બારી.
થયેલા દુષ્ટ કર્મોના છુટા જંજીરથી થાવા;
જરા સત્કર્મની નાની, ઉઘાડી રાખજો બારી.

પ્રભાશંકર પટણી.

# શાન્તિ ભુવન.

## શક્તિ વધારવાનો ઉપાય.

મોતીને બહાર કાઢવા માટે સમુદ્રમાં ડુબકીઓ મારવાની મહેનત અને જોખમ નહી હતે તો મોતી અને કોડા એકજ ભાવે વેચાત; એટલે કે જે ચીજ મેળવવા દુઃખ મહેનત કે મુશ્કેલી વધુ, તેમ તેની કીંમત વધુ થાય છે. તેજ મુજબ દુઃખો, મહેનતો મુશ્કેલીઓ વીગેરે આવે છે, તે શક્તિ તથા કીંમતમાં વધારો કરવા માટેજ છે, એમ સમજી દુઃખ વખતે ગભરાઈ ન જતાં ધીરજથી તે સહન કરી તેને દુર કરવાના ઉપાયો લેવા પ્રયત્ન કરવો.

દુઃખીને દિલાસો.

ભા. ૪૬. પા. ૩૧.

# શાન્તિ ભુવન.

## નીતિને ના લુંટાવા દો !

ગઝલ.

ભલે દુઃખમાં ડુબી જઇને, સકળ સુખને સમાવા દ્યો!
હૃદયને ભય ભમાવે તો, ભલે ભયને ભમાવા દ્યો !
અહા ! અગ્નિ વિષે હર્ષે, અતિ તનને તપાવા દ્યો !
કદી તલવારની ધારે, ભલે ગરદન કપાવા દ્યો !

---

ડુબાવે દેહને દરિયે, ખુશીથી તો ડુબાવા દ્યો !
પિવાડે ઝેર તો પી દ્યો, રખે! દિલને દુઃખાવા દ્યો!
પડી પર્વત પરેથી હા! શરીરને તો છુંદાવા દ્યો!
તથાપિ ધીર ધારીને, નીતિને ના લુંટાવા દ્યો !

અધ્યાત્મીક ભજનપદ પુષ્પમાળા.

# શાન્તિ ભુવન.

## લોભ અને સંતોષ.

એકને રોટલી શાકથી સંતોષ હોય અને બીજાને ઘેબર-ઘારી મળવા છતાં દુધપાક પુરી મેળવવા ઇચ્છા થાય, અથવા એકને ઝાડની છાલથી કે સુતરાઉ કપડાથી સંતોષ હોય, જ્યારે બીજાને રેશમી કપડા મળવા છતાં કસબી કપડાંની ઇચ્છા થાય તો એ બેમાંથી ખરો સુખી કોણ?

સંતોષીનેજ હમેશાં સુખ હોય છે!

---

ગિરનારની ઉંડી ગુફામાંવાસ કરી જે મળે તે પર સંતોષ રાખી નિર્વાહ ચલાવનાર મહાયોગી ચિદાનંદજીના સુખ આગળ રશીયાના ઝાર કે ઇંગ્લાંડના શેહેનશાહનું સુખ કાંઈ વિસાતમાં નથી.

શ્રી અધ્યાત્મ કલ્પદ્રુમ.

પા. ૧૬૨

# શાન્તિ ભુવન.

## તમારૂં છે તમારામાં.

નથી સુખ પુત્ર પ્યારામાં, નથી દીલજાન દારામાં;
અવરમાં કે અમારામાં, તમારૂં તે તમારામાં.
નથી મિષ્ટાન્ન ખાવામાં, નથી ગાલા બજાવામાં;
નથી દૌલત જમાવામાં. તમારૂં છે તમારામાં.
નથી વૈભવ વિલાસોમાં. નથી ઉત્તમ અવાસોમાં;
ક્ષણિકના હર્ષ હાસ્યોમાં, તમારૂં છે તમારામાં.
નથી વિદ્યા જમાવામાં, નથી ગુણી ગણાવામાં;
નથી કોઈ સ્થાન જાવામાં, તમારૂં છે તમારામાં.
નથી મ્હેલો ખજાનામાં, નથી ધનના ખજાનામાં;
સુણ્યું છે સંતના શિષ્યે, તમારૂં સુખ તમારામાં.

અધ્યાત્મીક ભજનપદ પુષ્પમાળા.

પા. ૩૩૪

# શાન્તિ ભુવન.

## શોચવું શું છે ?

કવ્વાલી.

અરે વિષ્ટા તણા ભોગી, હૃદયની ચાહના શું છે ?
ખરેખર આ જમાનામાં, થયો બેહાલ પણ તું છે.

નથી માયા અને મહોબત, વળી ધનમાલનો સાથી,
થવું છે એકલા માટી, અલક આધાર પણ તું છે.

મુકી સહુ સહકુંટુંબીને, વળી વહાલી અને પ્યારી,
થઈ આ જીંદગી ખારી, પછી કહે શોચવું શું છે?

'વીસમી સદી.'

# શાન્તિ ભુવન.

## સમયના રંગ.

ગઝલ કવાલી.

વખત બદલાય છે જ્યારે, બધું પલટાઈ જાયે છે,
બને છે દાસ ભુપતિને, નૃપાળો દાસ થાયે છે.
હતો ખોંખાર અશ્વોનો, ખરો ત્યાં ભુંકતા જોયા,
હતા જ્યાં દાન કરનારા, લુંટારા ત્યાં જણાયે છે.

નથી એ દોષ કોઈનો, ખરેખર ખુબી કીસ્મતની,
હતો જે ભક્ષ સિંહોનો, શૃગાલો આજ ખાયે છે.
બની જાહોજલાલી આ, દિવસ બે ચારની ગાફીલ,
બની મગરૂર માણસ તું, વૃથા શાને ફુલાયે છે.

'માયા મોહીની.'

# શાન્તિ ભુવન.

## વહો દિન ભી કટ જાયેંગે.

ઇસ જગમેં પયદા હોના,વો મર જાના ભી હોતા હય;
ભૂખે મરના બી પરતા, નઅમત ખાના ભી હોતા હય;
હંસના ભી હોતા હય, આંસુભર લાના ભી હોતા હય;
હાલ ફકીરાના ભી હય, તખ્તે શાહાના ભી હોતા હય;

---

આઇ મોત અગર જો પ્યારી, તો સબ સદમેં હટ જાયેંગે.
જીતે અગર રહેંગે હમ તો વહો દિન ભી કટ જાયેંગે,

દુખીને દિલાસો.

ભા. ૩૨ પા. ૨૮

# શાન્તિ ભુવન.

## સદાએ સાથ તે રહેશે.



નથી તારૂં નથી મારૂં, નથી કાંઇ સાથ લેવાનું;
છતાં મારૂં અને તારૂં, કરી મિથ્યા મરે શાને.



ભર્યા ભંડાર લક્ષ્મીથી. ચણાવ્યાં મહેલ સમૃદ્ધિથી:
ભર્યું ઘર આપ્ત વર્ગથી, સદા સહુ તે અહીં રહેશે.



નથી કાંઇ કામની કાયા, નથી કાંઈ કામની માયા!
કરી સત્કર્મ, તે 'મનહર' સદાએ સાથ તે રહેશે.

'મનહર.'

# શાન્તિ ભુવન.

## ઐકયતા.

( ગઝલ. )

અમારૂં તે તમારૂં છે, તમારૂં તે અમારૂં છે;
અમારા ને તમારામાં, પ્રભુનું નામ પ્યારૂં છે.
અમે જગદીશને ભજીએ, તમે અલ્લા ઉચારો છો;
અમે શ્રી રામને રટીએ, તમે રહેમાન ધારો છો,
તમે છો હિન્દના બેટા, અમે પણ હિન્દના જાયા;
બિરાદર આપણે બન્ને, સકુળને હિન્દની છાયા.
અરેરે ધર્મના લીધે, ગણો જુદાઈ કાં પ્યારા ?
કુસંપે કલેશ કાં માંડો? અરે ઓ બંધુઓ મ્હારા?
કુસંપે નાશ થઈ લક્ષ્મી, કુસંપે દેશ છે દુઃખિયો;
તજી તોફાન જાતિનું, બનાવો દેશને સુખિયો.
અરે! ઓ! બંધુ હિન્દુઓ! બિરાદર હે! મુસલમાનો!
બનો એકત્ર નિજ માટે, સ્વમાતા હિન્દને જાણો.

'મણિકાન્ત.'

# શાન્તિ ભુવન.

## આખર સહુ ફના.

ગઝલ.

જગતમાં જન્મ લીધો છે, નકી દિન એક મરવાને;
જવાનું છે જગત છોડી, મરણને શર્ણ કરવાને.

---

નથી આ વિશ્વની માયા, સદા સ્થાયીજ રહેવાની;
નથી આ કાચની કાયા, અમરપટ્ટો લખાવાની.

---

ફના સંસારના ખેલો. સહુ દિન એક થાવાના.
જહાંના રાય ને રંકો, મરણને શર્ણ થાવાના.

કિશોરસીંહ ભા. ૨ જો.

# શાન્તિ ભુવન.

## શ્રીમંતની મોજ.

ગરીબ પ્રાણ કબર પર, શ્રીમાન બાગ ફાલે,
ગરીબ ચુર્ણ જીગર પર, શ્રીમાન મોજ મ્હાલે.

---

હજાર ચશ્મ રૂદનથી ખુશાલ એક થાયે.
હજાર ફુલ જખમથી આરામ એક કાયે.

---

હજાર દેહ પતનથી, પુંજાય એક ભાવે.
હજાર જાન ખરીદ પર ! રે ! એક શાહ કહાવે.

'મેઘ માલીની'

# શાન્તિ ભુવન.

## તમારે શું ? અમારે શું ?

થવાનું થાય છે તેમાં, તમારે શું અમારે શું ?
જવાનું જાય છે તેમાં, તમારે શું અમારે શું ?
ફકીરો જે અમીરો તે, અમીરો જે ફકીરો તે,
સમય બદલાય છે સૌનો, તમારે શું અમારે શું ?

હતો જ્યાં ઓટ ત્યાં ભરતી, ભરેલું થાય છે ખાલી,
પવન ફુંકાય જ્યાં એવા, તમારે શું અમારે શું ?
મઝાની ચંદ્રની શોભા, પ્રભા નિજ ખોઈ પણ દે છે,
નિયમ છે એજ સૃષ્ટિનો, તમારે શું અમારે શું ?

જ્ઞાનોત્તેજક કાવ્ય.

# શાન્તિ ભુવન.

## કસમ જો તું મુકે બાકી!

સમજી લે સમજી લે, અમારી તે ભલાઈ છે!
પરંતુ ના સમજે તું, તારે ભુંડાઈ છે બાકી!
કરી લે ધાર્યું તું તારૂં, ના પરવાહ હમોને છે;
કર્યું જે તેં કરી પણ લે, કસમ જો તું મુકે બાકી!
પણ આખર માનજે નક્કી, કે ઈન્સાફ એનો છે;
ભલે રે-જે-ચડે-ઘોડે, ન કુદરત-મુકશે બાકી!
ધારતો તો હજુ હું તો, કે અમી કાંઇ તું હૃદયમાં છે;
પરંતુ જોઈ લીધું મેં, કે છે કીનો હજી બાકી!
વરસાવી લે સિતમ સર્વે, પ્રભુ આધાર હમોને છે;
ચુકતો ના જરાપણ તું, કસમ જો તું મુકે બાકી!

'મનહર'

# શાન્તિ ભુવન.

## ખુલાસા કાં પછી કરવા?

(ગઝલ)

જગતના ઝેરી નાગો સૌ, ભલેને મારે ફુંફાડા!
અમીમય પાકદિલ મોજુદ, ખુલાસા કાં પછી કરવા?
જગતમાં જાળ પાથરવા, ભલેને નિન્દકો મથતા,
નિખાલસ બોલ છે મોજુદ, ખુલાસા કાં પછી કરવા?
જગતને ગંદુ કહેનારા, કીચડકીડાની શી પરવા,
સફાઈ કામની મોજુદ, ખુલાસા કાં પછી કરવા?
જગતમાંહી પડયા કૈં કૈં, ખરા ખોટાના જોનારા,
અદલઇન્સાફ છે મોજુદ, ખુલાસા કાં પછી કરવા?
જગતની જો છતી આંખે, હશે અન્ધારના પાટા,
ખુદા છે ખલ્કમાં મોજુદ, ખુલાસા કાં પછી કરવા?

રા. ચંદ્રશંકર નર્મદાશંકર પંડયા.

# શાન્તિ ભુવન.

## સહવાસ શા માટે ?

વચન આપી ન પાળે જે, પોતાના કહીને મારે જે,
એવા ઠગ સ્વાર્થીઓ સાથે, કરો સહવાસ શા માટે?
ઉપરથી લાગે રૂપાળા, પરંતુ હૃદયના કાળા,
હવે જાણ્યા છતાં પણ ઘા, સહી સહવાસ શા માટે?
અમી કહી ઝેર બહુ દીધા, ભરોસે તે હમે પીધા,
જીવન નિર્દોષના લીધા, હવે સહવાસ શા માટે ?
તવંગર હો કે હો મોટા, ભલે હો દેશના સુબા,
દયા ગરીબોની જાણી ના, પછી સહવાસ શા માટે?

મીનાજ-સુઝાળ.

# શાન્તિ ભુવન.

## દશાના દાવ.

બતાવો કોઈ જોશીઓ, નસીબે શું! લખેલું છે?
કહો, શું! લેખ લખેલા તે ભવિષમાં શું! ભરેલું છે?
હશે શ્રીમંત જે આજે, ગરીબ કાલે થવાનો તે,
ન જાણે કાળને વ્હાણે, દશાના દાવ છે કેવા?

---

ધરી ખુબ ગર્વ અંતરમાં, ચલાવે રાજ જહાંગીરી,
ફના પળમાં બને ગર્વી, દશાના દાવ છે એવા.

---

હતો હરિશ્ચંદ્ર મહારાજા, જગે સતવાદી તે પુરો.
અને નળરાય પણ તેવો, હતો સત્યે મહાશૂરો,
છતાં તજી રાજ ને ગાદી! ભટકીયા ભાવિને ભાવે
રહયા ના સુખમાં કોઈ, દશાના દાવને દાવે.

'મનહર.'

# શાન્તિ ભુવન.

## વીર નર.

ગઝલ કવ્વાલી.

છે વીર નર જે વિશ્વમાં, મુખથી કદી વદતો નથી;
નિજ માન કે શક્તિતણાં, બણગાં કદી ફુંકતો નથી,

---

આવી પડે જો આપદા, તેથી જરી ડરતો નથી;
એ આપદા સાંહારવા, હિમ્મત કદી તજતો નથી.

---

મુખથી વદે જે માનવી, કામો કદી કરતો નથી;
છાનો રહે જે વીર તે, મૃત્યુ થકી ડરતો નથી.

ત્ર્યંબકલાલ જીવરાજ જોશી.

# શાન્તિ ભુવન.

## એ શું જાણે?

અરે! જીવતાંજ મરવાની-મજા નાદાન શું! જાણે?
ખરી મ્હોબત તણી લ્હેજ્જત, કહો, અંજાણ શું! જાણે?
બની અંધો જુએ છે ખેલ, તેની મોજ તે સમજે,
સુખ, દુખ ને ખુશી આફત, જગત બેભાન શું જાણે?
મળે છે જોતમાં જે જોત, તે જાણે હરખ તેનો,
સુવાબોનાં સુખોની તો, મુરખ બેધ્યાન શું! જાણે?
હુકુમત આફતની વાત, શાહે રૂસને પુછો?
ગરીબીમાં મઝા શી છે? અરે સુલતાન શું! જાણે?

'સોબતે અસર'

# શાન્તિ ભુવન.

## જ્યોતિ.

ગઝલ-કવ્વાલી.

અયે ગેબી ફિરસ્તાઓ, સતાવો સારી આલમને;
પરંતુ....એ સિતમને હું, સમજતો સૌખ્યની જ્યોતિ.
ભલે શિર ફોડજો પટકી, શિલાપર ક્રોધ કે ગર્વે;
નહિ ગણકારશે દિલ આ, ગણી આનંદની જ્યોતિ.

---

ભ્રમિત થાશો નહીં સમજી, કદી ખદ્યોતની જ્યોતિ

---

કદાપિ સ્થુલ જ્યોતિને, વિખુટી પાડશો શ્રમથી.
પરંતુ છુટશે કદી ના, સુરજના પ્રાણથી જ્યોતિ.
ગયું દુર સર્વ અંધારૂં, શરીરને આત્મનું જેથી.
ભુલી તે દૂર થવા દેશે, પ્રભુ શું સૂર્યથી જ્યોતિ.

ભાગ્યચક્રનો મહામંત્ર.

# શાન્તિ ભુવન.

## સુખને અંતે દુઃખ.

હતાં સંસાર વાડીમાં, અમે પુષ્પો પ્રભાવાળાં,
થતાં ઉષા ખીલ્યાતાંને, રહયાં તાં ખૂબ રઢીયાળાં,
ડુબ્યો ભાનુ વીતી સંધ્યા, નિશા થઈ ઘોર અંધારી,
રહયાં તે પુષ્પ પણ તેમાં, સુગંધી પુષ્પની ન્યારી.

---

સહુ જાણો સુખોનો અંત, આવો દુખમાં થાશે,
કળી ખીલી સુકાશે ને, પ્રબળ વેગે ખરી જાશે.
અરે! તેથી ખર્યા પહેલાં, ભલું કર કાંઈ જીવન ભરમાં;
કરી પરમાર્થની કરણી; તરી જા આ વિષમ સરમાં.

'વીર કુણાલ' નાટક.

# શાન્તિ ભુવન.

## નિન્દા! નિન્દા! નિન્દા!

જે ચુપ બેસે, તેની લોકો નિન્દા કરે છે, જે બહુ બોલે તેની પણ લોકો નિન્દા કરે છે, અને જે થોડું બોલે છે તેની પણ લોકો નિન્દા કરે છે આ જગત્માં એવો એક પણ નથી કે જેની નિન્દા ન થઇ હોય.

એવો એક પણ મનુષ્ય હતો નહિ, છે નહિ, અને થશે પણ નહિ કે જેની સર્વદા નિન્દા થઈ હોય, કે જેની સર્વદા પ્રશંસા થઈ હોય.

શ્રી બુદ્ધોપદેશ.

પા. ૩૬.

# શાન્તિ ભુવન.

## જાતિ-સ્વભાવ.

કાજળ તજે ન શ્યામતા,
મોતી તજે ન શ્વેત;
દુરિજન તજે ન કુટીલતા,
સર્જ્જન તજે ન હેત.
સાકર તજે ન સરસાણું,
સોમળ તજે ન ઝેર;
સર્જ્જન તજે ન સાહનતા,
દુરિજન તજે ન વેર.

(અજ્ઞાત)

# શાન્તિ ભુવન.

## મર્દ સારા.

ગરીબોને દાન આપી તેમને પાળી, પોષી રક્ષણ કરવામાં; નિર્દોષો ઉપર થતો જુલમ કે સીતમ અટકાવી તેમને આશ્રય આપવામાં સત્ય, ન્યાય, નીતિ અને સદાચારને માર્ગે ચાલવામાં મશ્કરી નિન્દા, જુલ્મ કે ત્રાસ આપવાથી દુર રહેવામાં, તેમજ તેવા કૃત્યોના ભોગ થઇ પડતાં અખંડ શાન્તિ જાળવી, તેવા કૃત્યો કરનાર પ્રત્યે પણ પ્રેમથી જોવામાં નામર્દ ન બનતાં

મર્દ બનવું વધારે સારૂં.

આનંદ.

# શાન્તિ ભુવન.

## નામર્દ સારા.

ગરીબોનાં ગળાં રેંહેંસવામાં, નિર્દોષને સંતાપી દુઃખ દેવામાં. અસત્ય. અન્યાય, અનીતિ કે દુરાચારના કૃત્યો કરવામાં કે તેવા કૃત્યોમાં મદદ કરવામાં, નિન્દા, જુલ્મ, અત્યાચાર વીગેરે જગત્‌ને ત્રાસ આપનાર કૃત્યોમાં પોતાની લક્ષ્મી સત્તાઃ જોર કે બળનો ઉપયોગ કરવામાં મર્દાઈ બતાવવી તે કરતાં

**નામર્દ બનવું વધારે સારૂં.**

આનંદ.

# શાન્તિ ભુવન.

## લક્ષ્મી-મદ.

મોટામાં મોટા દ્રવ્ય લોભી મહાન સીકંદર બાદશાહને પણ મરતી વખતે કહેવું પડયું કે:-

> "મારા મરણ પછી મારા બંને હાથ ખુલ્લા રાખી મારૂં શબ ગલીએ ગલીએ ફેરવજો, કે જેથી લોકોને ભાન થાય કે આજ ખાલી હાથેજ જવું છે"

તો લક્ષ્મીના મદમાં મસ્ત થઈ મહાલતા ઓ શ્રીમંત! લક્ષ્મીનો મદ છોડી ગરીબોને દાન દેવામાં, તેમને પાળી પોષી રક્ષણ કરવામાંજ તારી લક્ષ્મીનો ઉપયોગ તારે હાથેજ કરી લે.

આનંદ.

# શાન્તિ ભુવન.

## નેકીનો માર્ગ.

બદીનો માર્ગ બહારથી ભપકા ભર્યો અને સુખી લાગે છે; પણ તેમાં પેઠા પછી કાંટા ભોંકાય છે: ને પાછું બહાર નીકળવું મુશ્કેલ પડે છે.

જ્યારે

નેકીનો માર્ગ જે બહારથી કાંટાવાળો અને કંગાળ લાગે છે, તેમાં પેઠા પછીજ તેની ખુબી જણાય છે કે તે તો એક પમરતાં ફુલોથી ભરપુર રસ્તો છે, કે જેમાં જેમ આગળ ચાલ્યે તેમ વધુ ને વધુજ ચાલવા ગમે છે.

કોહિનુર માસીક

આનંદ. મે. ૧૯૦૦

પા. ૩૫૪.

# શાન્તિ ભુવન.

## મિટ્ટીમાં-મિટ્ટી.

હે ભાઈ! જો તને કોઈનાથી દુઃખ પોંચે તો તે સહન કરીને ખમી લે. તે દુઃખ સહન કરવાથી તું પાપથી મુક્ત થઇશ. હે ભાઇ! આખરે તો તને મિટ્ટીમાં મિટ્ટી થઇ જવાનું છે; ત્યારે મિટ્ટી થવા પહેલાંજ તું મિટ્ટી થઇને રહે!

હે બંધુઓ! પાનખર રૂતુમાં ઝાડપરથી ખરી પડતાં પાંદડાંઓનું અવલોકન કરો. તે માફક મનુષ્યો પણ આ જીંદગીના તખ્તા પરથી ગુપચુપ નાબૂદ થઇ મિટ્ટીમાં મળી જશે.

દુખીને દીલાસો.

આનંદ. ભા. ૪૫. પા. ૪૨.

श्री

# અંબિકા ભોજનશાળા.

## કાળબાદેવી રોડ



ઉંચ કોમના આબરુદાર હિન્દુ ગૃહસ્થોને જમવાની ઉમદા સગવડ ખાતર ભાટીઆની જાતિ દેખરેખ નીચે ચાલતી આ ભોજનશાળા પોતાના ગ્રાહકોને આશીર્વાદ થઈ છે.

એકવાર પધારી ખાત્રી કરવા વિનંતી છે.

